# મુમ્બાઈની શેઠાણી-(ભાગ ૩ જો).



આલાજ નૃસીંહ

પ્રકાશક-જદુલાલ નારણદાસ, મુ. નડીઆદ.

૮૦૦૦. આવૃતી ૧ લી. સન ૧૯૨૩.

કીંમત એક આનો.

# તૈયાર છે.   ખરીદ કરો.

મુંબઈની શેઠાણી ભાગ ૧-૨-૩—કી. રૂ. ૦-૩-૦



સોળ વરસની સતી ભાગ ૧ થી ૬—કી. રૂ. ૦-૪-૬

મહાદેવીની ચડાઈ-રાષ્ટ્રીય ગરબા સંગ્રહ.

# મુંબાઇની શેઠાણી

## ભાગ-ત્રીજો




હરિગીત—

ભાઇ પધારે પાલવે નમણી રમણીને નિરખવા !
પર પુરૂષ સાથે બાઇ બેન્ડ સુણે ફરી તાજી હવા !
ઉંચે ઉડે વિચારમાં: રાજા થવાની હવાઇ છે !
એકે ન ન્યૂનાધિક જેવા ભાઇ તેવાં બાઇ છે ! ૧

જ્યારે સલુણો ગ્રાન્ટરોડ જાય છે બસ સ્નેહથી !
ત્યારે તરૂણી તરૂણ રટતી જાય ભૂલેશ્વર ભણી !
છળ કપટ નીતિ સ્વીકારી પ્રેમની વિહાઇ છે !
એકે ન ન્યૂનાધિક જેવા ભાઇ તેવાં બાઇ છે ! ૨

કોલર અને નેકટાઇનો ભપકો ગમે ભરથારને ।
એ રીત ફેન્સી પોલકાંનો મોહ લાગ્યો નારને !
સ્વામી લગાવે સેન્ટને બાઇ લવંડર ચાહે છે !
એકે ન ન્યૂનાધિક જેવા ભાઇ તેવાં બાઇ છે ! ૩

નિત્યે સીનેમા નિરખવાનો શોખ લાગ્યો સ્વામીને;
નાટક નીહાળી નારી આવે ઘેર આનંદ પામીને;
ડોલર બની ડોલે પતિ યુવતી પ્રફુલ્લિત થાય છે !
એકે ન ન્યૂનાધિક જેવા ભાઇ તેવાં બાઇ છે ! ૪
સોડા અને જીંજર લઇને કંથ ચાલે મલકતા !
ખોટી રીતે ખર્ચાય પઇસા તે હૃદય નથી ખટકતા !
કરી પાન રોઝમરી તણું પ્રમદા મુખે હરખાઇ છે !
એકે ન ન્યૂનાધિક જેવા ભાઇ તેવાં બાઇ છે ! ૫
શરાબ શરબતને શીગારેટ ભાવતાં બહુ ભાઇને !
બીસ્કીટ અને ચાહ કડક પીવા બહુ ગમે છે બાઇને !
ગુસ્સો પતિના મગજમાં તો રમણિને શીર રાઇ છે !
એકે ન ન્યૂનાધિક જેવા ભાઇ તેવાં બાઇ ૬
પ્હેરે પતિ સ્ટોકીંગ બૂટઃ સ્લીપર ચડાવે સુંદરી;
લે સ્ટીક પતિ કર રાખતાં રમણી રૂમાલ કરે ધરી;
વલ્લભ વગાડે વાજું ગઝલો ગોરીએ ઝટ ગાઇ છે !
એકે ન ન્યૂનાધિક જેવા ભાઇ તેવાં બાઇ છે ! ૭
ચળકાટ કરતાં હોય છે ચશ્મા ઉભયતા નેત્ર જ્યાં !
બીજાં સ્વતંત્રપણા તણાં ખિલસ્યાં હૃદયનાં નેત્ર જ્યાં !
આ જીન્દગીની પાયમાલી વેષધારી લવાઇ છે !
એકે ન ન્યૂનાધિક જેવા ભાઇ તેવાં બાઇ છે ! ૮

( લેખકઃ- શ્રીયુત માતરીયા )

( અનુસંધાન ભાગ બીજાના પૃષ્ટ ૧૧ થી )

( રાગ-ગઝલ )

શેઠાણી–

જુવાની જાય છે મારી, કરૂં બરબાદ શું યારી;
ન દોલત ભોગવી સારી, અજાયબ સ્નેહના રસ્તા. ૧

જીગરને મોખરે સુતો, મને હરનિશ ખુશ કરતો;
સ્વીકારે મસ્તીમાં લાતો, અજાયબ સ્નેહના રસ્તા. ૨

અતી છે અંગ આ મોંઘુ, રૂપાળી દેહ ક્યાં રાખું;
બને છે યારથી સોંઘુ, અજાયબ સ્નેહના રસ્તા. ૩

હતો એ યાર મન માન્યો, મને એ દીલથી ભાવ્યો;
મળ્યો કે તુર્ત તે નાઠો, અજાયબ સ્નેહના રસ્તા. ૪

દીવાની જ્યોતમાં પડતાં, પતંગીયાં બળી મરતાં;
મીઠી લિજ્જત પ્રિતી ઢળતાં, અજાયબ સ્નેહના રસ્તા. ૫

ચુડીવાળો મળ્યો મુજને, મળે ના એ મને હાવે;
ગયો કહે કેદખાને એ, અજાયબ સ્નેહના રસ્તા. ૬

અરે ! એ પ્રેમના વેરી, પુરી બદમાસ હું બૈરી;
ન ચૂકું યાર એ લ્હેરી, અજાયબ સ્નેહના રસ્તા. ૭

ચમનમાં કંટક ને ગુલાબે? જીવન પરવા નથી મ્હારે;
સનમ સરકારની ચાલે, અજાયબ સ્નેહના રસ્તા. ૮

નથી ભૂલી શકી હું તો, નથી ચૂકી શકી હું તો;
પ્રીતમ! તુજ પાછળે માનો, અજાયબ સ્નેહના રસ્તા. ૯

નથી પરવા મને કોની, કરૂં કુરબાની હું સૌની;
ઝખમ દિલના જરી જોની, અજાયબ સ્નેહના રસ્તા. ૧૦

ગમે તે યુક્તિ હું યોજું, બની તુજ મોહનું મોજું;
અરે! દરિયાવ ઝંપલાવું, અજાયબ સ્નેહના રસ્તા. ૧૧

ન આંજે મોહિની ઝીની, ચૂકે છે ધ્યાન પણ માની;
ભૂલ્યા છે શિવ યે ભીલડી, અજાયબ સ્નેહના રસ્તા. ૧૨

નચંતા લોક ભૂરકીથી, નથી વિસાત તો કોની;
છું હું અલબેલડી નારી, અજાયબ સ્નેહના રસ્તા. ૧૩

કરાવું મુક્ત હું તુંને, પછી વિલાસ માણુંને;
નહિ કરમાઉં હું સુણને, અજાયબ સ્નેહના રસ્તા. ૧૪

## શેઠાણી કે શઠરાણી:—

મૂકે છે લાજ નખરાળી, પછી શી વાત કરવાની;
ગણાયે રાજની રાણી, ગુણિકા જાણવી એવી. ૧

નથી જરી ભાવ નાથ પરે, નથી જે ઇચ્છતી પતિને;
નથી સંતોષ વિલાસે, ગુણિકા જાણવી એવી. ૨

અહો નિશ વાત વિલાસી, મદનમદમાં બને પ્યાસી;
ફરે નિર્લજ્જ બધે ખાસી, ગુણિકા જાણવી એવી. ૩

ગણે ના બાપની કીર્તિ, ગણે ના નાથની કીર્ત્તિ;
સતીત્વે ના કદિ પ્રીતી, ગુણિકા જાણવી એવી. ૪

અતી સ્રંગાર દેહ લાદે, પરાણે દેહ દીપાવે;
મુખે પાઉડર થકી રાજે, ગુણિકા જાણવી એવી. ૫

હતી નિર્લજ્જ શેઠાણી, ગણે ના શેઠને કો દી;
ઘણી મુંબઈની શેઠાણી, ગુણિકા જાણવી એવી. ૬

ભરૂસે સોંપીને ચાલો, જરી ના આપ બિચારો;
નચાવે આંખથી લોકો, ગુણિકા જાણવી એવી. ૭

---

## અબળા નહિ — પણ પ્રબળા

---

લેખકઃ—

પતિના દાગીના જૂના, કરી ભેગા લીધી ગીની;
ન જાણે જાનકીનાથ-ગણાયે આ પ્રપંચ ભીની! ૧૫
બિચારા શેઠ નોકરીમાં, અરે! દિન ખેંચતા જ્યારે;
દયાહીન કામિની પારસણ બનીને જાય બાઝારે! ૧૬
મીઠીશી ચાલ મોહિની, હરાવે વેશ કામીને;
ભુપીતા તે કરી દેતી, નઝર તીરછી ચલાવીને. ૧૭

સુણાવે શબ્દ બહુ પ્યારા, ભમે એ કામિની પૂંઠે;
લૂંટી લે લાજ અબળાની, છતાં શેઠાણીના રૂઠે. ૧૮

ધરી બસ સ્વાંગ પારસણનો, ગયાં વિદેશી દુકાને;
મઠમનાં વસ્ત્ર મોંઘા દામ દઇ લીધાં પછી તેણે ૧૯

દીધા મોં માગતા પૈસા, લટકતી બેગ જો હાથે;
અરે ! મતવાલી મનહરણી, ગઇ એ વસ્ત્રની સાથે. ૨૦

જમાનો છે દિવાનો બસ-કળિયુગનો પૂરો સમજો;
મનોરથ નારના સમજી, શકો નારે ભલે ભમજો. ૨૧

હતી પ્રાચીન સંસ્કૃતિ, ઝળકતું તેજ સ્નેહીનું;
હવે પાશ્ચાત સંસ્કૃતિ, દિવામાં તેલ છે ખુટયું. ૨૨

નથી લગ્ન તણો કંઇ ભાવ, જડતો સ્ત્રી કે પુરૂષમાં;
બધે કંકાસ ને કજીઆ, થકી હોળી થઈ જગમાં. ૨૩

હૃદય નિજ નાથને જોઇ, તલપતું સ્વરૂપ ન મળવા;
નવાઇ આ સુણી બંધુ, ઘડીભર આવજો રડવા. ૨૪

સુણો ઓ દેશબંધુઓ, જુઓ મુંબઇની શેઠાણી;
મુકી અધ્ધર પિયુનાં સુખ, રખડતી કોર્ટ પર પ્યાસી. ૨૫

ન જે સૌભાગ્યથી ખુશી, ખરે ! એ પત્નિ તે શાની ?
પિયુના પ્રાણ લૂંટનારી, ગણાયે પત્નિ તે શાની ? ૨૬

બની વિધવા થતી સધવા, અનેકાનેકની પત્નિ;
અરે ! બદમાસ ખુની સ્ત્રી, જુલમની હદ અહીં થાતી. ૨૭

ન કરવા જોગ નોકરીથી, અતિ શ્રમથી ઢળી પડતા;
ઘરે શેઠ આવતાં શેઠાણી, મનરંજન વધાં વાચ્યા. ૨૮

**શેઠાણી:-**

પ્રીતમ ! કહો મુખ શાને મ્લાન છે રે! આપનું આવું!
બળીએ નોકરી કરવી, જરા જો સુખ ના થાતું. ૨૯
બળ્યો આ દેહ મારો જે, તમોને રાત દી તપતો;
જરા યે સુખ ના મળતું, હવે આ વેષ તો દમતો. ૩૦
કરી જો આપની સેવા, બધાં મમ દુઃખ તો જાતાં;
પતિ વણુ નારી ના શોભી, કહોજી પ્રેમના દાતા. ૩૧

**લેખક:-**

સુણી પ્રિયા તણાં મીઠાં, મધુરાં વેણુ અણસુણ્યાં;
અજબ એતો થયો સુણી, અતિ હર્ષે પુલી જાતાં. ૩૨
ન બોલી તે શકયો મુખથી, કશી સુખ ચેનની વાણી;
પ્રિયાના પ્રેમમાં (!) ન્હાતાં, અનેરી ઉર્મી તો માણી. ૩૩
મધુસમ મિષ્ટ ભોજન આજ લાગે પત્નિ ના હાથે;
અતિ મંદ ઔષિ એ થાતી, નચવતી નેનને સાથે. ૩૪
જમીને ઉંઘમા ઉંઘ્યો, ફરી કો દી નથી જાગ્યો;
ગણાયે કામિની સાપણુ, ભરેલી ઝેરથી ચેતો. ૩૪
ન વિશ્વાસે કદી રહેશો, અને રહેતાં તમે મરશો;
વિચારો શેઠ યૌવનભર, ગયા આલમ ત્યજી જુઓ. ૩૫
[ શેઠાણી જમણુમાં શેઠને ઝેર આપી મારી નાખે છે ]

# શેઠાણી ઉર્ફે મીસ લીલી

અરે ! મુંબઇગરીલી નાર નખરાળી અહીં જુઓ !
દીસે વીખ્યાત બોરીબંદરે અંગ્રેજ બાનુઓ ! ૧

ન હીંદી ભેદ પારસણનો ન યુરોપીય બાનુઓ !
રહી સૌ સાથ વીહરતી પુરી સ્વાધીન બાનુઓ ! ૨

વીદેશીય પ્રેમ ઉછીનો સ્વીકારી સ્ત્રી ઉરે ઉડતો !
યુંથેલું ચાખવાની લ્હેર આજે જન સમૂહ જોતો ! ૩

ન વીંધ્યું મોતી અફલાતુન ગણાતું હિંદમાં છે ના !
ન સૂંઘ્યું ફૂલ સૂંઘવાની મઝાને હિન્દ સમજે ના ! ૪

પડેલી ચાટ કુતરાની તહીં જન દોડતા વહેલા !
અજીઠું હાય ખાવાની બિમારીથી જનો મરતા ! ૫

મદોન્મત્ત નાર 'લેડીઝ રૂમ" માં જઇ ધારતી વસ્ત્રો !
અવયવ સ્પષ્ટ દેખાતા, મજૂર ઉપાડતો બીસ્ત્રો ! ૬

હતી જે શ્યામ શ્યામા તે, મુખે પાઉડર ઘસી લેતાં !
પછી અકડાઇમાં રૂઆબથી, ફાટી પૂરી જાતાં ! ૭

જુઓ શેઠાણી અહીં ઉભાં, ધર્યું છે નામ મીસ લીલી !
યૂરોપી વસ્ત્ર મન ગમતાં, ધરી શેઠાણી થઇ લેડી ! ૮

(શેઠાણી મડમનો સ્વાંગ ધારણ કરી પુના નાસી જાય છે)

## રૂસ્તમજી અને મીસ લીલી

પુના રળીઆમણું શોભીત ને દીલહરણ સૌન્દર્ય;
જહાં કુદરત ખીલી રહેતી, મઝાનું ધામ ઉત્તમ છે ૧
ફરામજી શેઠ પંકાતા, સુખી પઇસે ટકે રહેતા
અને રૂસ્તમજી નામે સુત નદી તટ ધામ ઉત્તમ છે ૨
સદી વીસમી તણા ઇશ્કી તરીકે ખુબ પંકાતા
પ્રીય વીલાસને માની કીધો આરામ ઉત્તમ છે ૩
જુવાનીની સ્મૃતી દેતી દરીયાવે નદી જાતી
સખાવત પ્રેમની કરતી કહે એ કામ ઉત્તમ છે ૪
પુનાની જેલના જેલર મુખ્ય છે નિયત રૂસ્તમ
બન્યા છે પારસી બેટા ગણીને ઠામ ઉ-તમ છે ૫
ન હિન્દી બ્લેકમેન વીના કદી એ મુખથી વદતા
જુવાની તો જવાની છે છતાં એ ઠામ ઉ-તમ છે ૬
ગગન ચુમ્બી હવેલી તેમની તે ભાડે રાખીને
રહેલી મીસ લીલી માસ ત્રણથી દામ ઉ-તમ છે ૭
મનોમન ફાવતું ફાવ્યું યુવકને યુવતી સમજ્યાં
રચાઇ મઇત્રી સ્વાર્થી જ્યાં ગણાયે કામ ઉ-તમ છે ૮
નચવતી આંખથી જેલર બન્યો એ લીલીથી લીલો
લીલી કુદરત બધે હસ્તી કહેતી વામ[1] ઉ-તમ છે ૯

---

૧ વામા=સ્ત્રી

વીલાસી નાર નખરાળી થકી એ જાય છેતરાઈ
ઠમકતી કામિની આંજી કરે જે કામ ઉત્તમ છે ૧૦
લીલી શું આ ચડે નઝરે ? લીલો નીજ યાર સૂકાયો !
ચુનો ટીપો અને દઝશે ન જુલમ નામ ઉત્તમ છે ! ૧૧
ચુડીવાળો પ્રીય નીજ યાર પાણી શું અહીં ખેંચે
નહી બનશે ! નહી ટકશે ! પ્રીતમની હામ ઉત્તમ છે ! ૧૨
"પ્રીય રૂસ્તમ" ન શોભે આ ન શ્રમ આ આદમી શોભે !
દયાને સ્થાન આપોને નહી આ કામ ઉત્તમ છે ! ૧૩
સુંણી જેલર પ્રીયાના મીષ્ટ વેણુ કામ છોડાવ્યું
છતાં ના ચુડીવાળો કંઈ સમજતો મર્મ ઉત્તમ છે ! ૧૪
દ્વીઅર્થી ફરી સુંણાવી દીધ ગીતમાં મર્મ કહેવાનો
રમુજી ભાવ યોજીને શીખાવ્યો ભાવ ઉત્તમ છે ! ૧૫

---

(લીલી ઉર્ફે શેઠાણીએ ચુડીવાળાને આપેલી માર્મીક ઓળખાણ)

## બ્હેકતા પુલથી લોભાયલો હંસ

**શેઠાણી—** [માર્મીક ઓળખાણ]

ખીલેલા બાગ યોવનમાં વિવિધ પુષ્પો ભર્યાં મોંઘાં;
રસીકતા ભાવવાળાં પુલનાં મૂલ અણમૂલાં માનો ! ૧
પમરતી પુષ્પની પરીમલ થકી ત્યાં હંસ લોભાયો !
અરે સૌન્દર્યથી મોહી પકડતાં વાંક છે કોનો ? ૨

ચમનનો માળી આવી ત્યાં જુએ છે કુસુમનો રાગી;
વિચારી ગર્વ એ ફૂલડાં ભુલ્યો નીજ ભાનને માનો! ૩
ઉડી જાવા મથ્યો હંસલ! છતાં સૌ વ્યર્થ શ્રમ થાતાં,
બન્યો ક્રોધી ખરે નખશીખ જોતાં ચૂંટતાં છાનો! ૪
હતો નીષ્ણાત હંસલ તોય એ ઘાયલ થયો જ્યારે;
બધી શકિત ખુટી જાતાં પડયો પીંજર પછી જાણ્યો! ૫
સુણી એ હંસલી પ્રીયા રડે હંસલ તણા વીરહે;
દયાહીના જનો જોતા નથી શું થાય છે દુઃખો! ૬
રડે બેફાટ રૂદન હાય હંસલી જરી જુઓ;
ન ભાવે અન્ન કે રૂચે પુછે ઘરઘર કયાં દીવાનો! ૭
બધા તન મન અને ધનથી રખડતી શોધતી હંસલ!
પ્રતાપી વેગથી ચાહોમ કરી ઝંપલાવતી રાનોઃ ૮
ભલે છે પીંજરે એ હંસ ને સળીયાય વજ્ર સમા;
ઉઠાવી કાપી તે દેશે પ્રીતમને ભેટશે માનો! ૯
ભયાનક વાટ કે દરીઓ ગિરિની ટોચપર જાશે;
નહી તુફાન ગણકારે પ્રીતમની વાટમાં માનો! ૧૦

## કામીની કે નાગીણી?

ચુડીવાળો ચતુર સુણી અતી ઉમેદથી કુદ્યો;
હૃદય આનંદથી નાચ્યું કરાવે શું ન કામિની? ૧

દીવાના છે બન્યા કંઇયે હૃદયને ડુભવ્યાં કંઇયે
દીવાળી હોળીયે કંઇયે કરાવે શું ન કામીની ૨

અધમ રસ્તો નહી લેતા અધમ અંધકારમા જાતા
ડુબાવે સૃષ્ટિ સાગરમાં તરાવે તેય કામિની ૩

સર્યાં સ્વર્ગે પડયાં મર્ત્યે દશા ગંગા તણી જુઓ
ટકી તે ના શકયાં ત્યાંએ દશા એ સુણુ દેવીની ૪

પતીની આજ્ઞા ઉલ્લંઘી બની શેઠાણી ઉધ્ધત જ્યાં
અતી વઇભવ થકી છટકી–દશા એ સુણુ ભામીની ૫

રચી ચારી ચુડીવાળાની સંગે રંગ રમવાને
થતાં એ રંગમાં ભંગાણુ જવાળા અગ્ની નાગીણી ૬
પતિની પાસ પઇસો છે નહી જાણી રચે ચારી
દયાના બુંદ કયાંથી હોય જ્યાં વહે ઘોર કામીની ૭
વીચારે ઘાટ ઘડવાનો બનેલી માંસ લીલી જો
જશે રૂસ્તમ ત્યજી ફાની દુનિયાં માણવી માની ૮
અહો ! ખુની થતા હરતો ન કરશે ક્રુર કામીની
દયાને સ્થાન પાપી ઉર બનશે હે કુમાર્ગિણી ૯
અમાવાસ્યા તણી રાત્રી વીષે ચકચુર રૂસ્તમજી
લીલી ક્રુર આંખથી બેડી રસીલી પ્રેમ વીનાની ૧૦
કરી બેહોશ મુખ કાળુ કરી દીધું લીધી ચાવી
દયાહીના બની આવી વીચારો ચાર પરભોગી ૧૧

ત્રીજેરી સાફ સો કીધી, બની રૂસ્તમ સ્વયં ચાલી;*
ભૂલાવી સાથ સીપાઇ, ચુકાવી જેલ પુનાની ! ૧૨

ચુડીવાળો મળ્યો ભેટયો, છુપાવી ત્યાં થકી ન્હાસી;
પગે મુસાફરી કીધી રખે પકડાય ગાડીથી ! ૧૩

ચુડીવાળે સ્વીકાર્યો વેશ ગરીબી રંક સંન્યાસી;
રગે રગ ઝેર કાતીલની લીલી થયે સંન્યાસીની ! ૧૪

## મદ્રાસમાં લીલીનું અદ્‌ભુત પરાક્રમ !

### -ભસ્મીભૂત જુગારીઓ-

ધોરી દરિયાવ પર લ્હેરો સમીર મીઠી કપોલ સ્પર્શે
ભૂલાવે તાપ અંતરના: સમાવે દુઃખડાં ઉનાં ! ૧

તહીં વીલાસ વાટીકા મહીં નિવાસ લીલીનો-
ચૂડીવાળો રહે સાથે દીવસ આનંદમાં ખુટ્યા ! ૨

કમાણી નાર પર રાચે, ચુડીવાળો દી અજવાળે;
નવાઇ વીસમી સદીની: વિલાસે સુખ મન માન્યાં ! ૩

નથી ધંધો કશો જડતો, જુગારી દોસ્ત સૌ કીધા;
કરી ભેગા કરે ગમ્મત, હરામી ને હરામીના ! ૪

કરી વ્યભીચારની મસ્તી, શરાબે ના જરી કમતી;
કરી તાગડધિના હરનિશ: જુએ લીલી રહી સૂનાં ૫

*ચેઠાણી રૂસ્તમ જેલરનો ડ્રેસ પહેરી ચૂડીવાળાને છોડાવે છે

સહુ લક્ષ્મી ગયો હારી ચુડીવાળો જુગારામાં
થઇ નિરાશ એ બેઠો મૂકુશું દાવ મારામા

**જુગારીઓ:-**

હતા પાન્ડવ અતી શુરા સતીને દાવમાં મુકી
રમ્યાતા પ્રેમથી પાસા કહો શું જાવ એ ચૂકી ૭
સતી દેવી દમયંતી મૂકે નળરાય જુગારામાં
પુરાતન વાત એ સાચી ધરો શું ઉરમાં શંકા ૮

**લેખક:-**

**લીલીની** યાદ સૌ દે છે જુગારી ખેલતો લીલી
**લીલી** ચૂકાય છે હારી-દીવસ ખૂટશે **લીલી** વીના ૯
સમાચારો સુણી **લીલી** ધરાવે હામ મર્દ તણી
ચુડીવાળો બને **લીલી** સ્વયં* છુપાઇ જ્યાં જાતાં ૧૦
જુગારી **લીલી** ઉભેલી ઉપાડી જાય ઝટ જાણી
ઘરે જાતાં **લીલી** બદલે ચુડીવાળો ભુલાવામાં ૧૧
બન્યા ક્રોધી અતીશય દેખતાં ગોટો થએલો એ
ફીનો લેવા વિચારીને ધસ્યા **લીલી** નિવાસે જ્યાં! ૧૨
કટોકટીના પ્રસંગે નાર હિમ્મત દાનવી ૧ ધારે;
મીઠી મધુ સમ કરી વાણી સ્વીકારી માન ખુબ દીધાં ૧૩

---

*લીલી ચૂડીવાળાને સ્રીનો સ્વાંગ પહેરાવે છે. ૧ દાનવી=રાક્ષસી

શેઠાણી:— ( જુગારીઓને )

જરા ખામોશ ધરી આંહી શયનગૃહ આપ વિરાજો
જુવાની જાય મલકાતી મીઠી લિજ્જત કરી તો લ્યો ૧૪
નથી મમ આંખથી નાચ્યા ન પીધું હાથથી પ્યાલું
શરાબે ઇશ્કની મસ્તી નથી લૂંટાઇ રે હસતાં ૧૫
સનમના રાહમાં યારો નથી ભૂલ્યા તમે કોદી
અમારા ગુલબદનના બાગમાં યારો નવાઇના ૧૬
સૂની છે સેજ આ પ્યારા બિછાવી આપ માટે છે
જરા મસ્તાન થાઓને હું મસ્તાની પુરી માણો ૧૭
શરમનું આ ઠિકાણુંના લબોથી સુરખી ચૂમો
પઢાવું પાઠ ચુંબનના મીઠા દોસ્તો હું જીગરનાં ૧૮
સનમ સરકારના દરબારમાં વિરાજવાનું માંન
તમોને આજ આ હસ્તે અપાવી ખૂશનાં લ્હાણાં ૧૯

લેખક:—

મીઠી જીબાન ચલવીને કપાવી હામ મર્દોની
જરી ઘેરીલી આંખોથી બધે નિ:શબ્દતા જુઓ ૨૦
હલાહલ ઝેરથી વ્યાપે હૃદય નારી તણું તોયે
મીઠકડો બોલ ઉથાપી શકે ના જોર પુરૂષમાં ૨૧
સકંજામાં બરાબર લઇ ચડાવી સાંકળો દ્વારે
લીલીએ આગ મૂકી છે પુકારે હાય બદમાસો ૨૨

બાળીને ખાખ ઘર કીધું, જુગારી રાખ પણ કીધા;
હતું થડી ના હતું કીધું, કરામત નાર પાવરથા ! ૨૩
છુટી તીર વેગથી ન્હાસી, નચવતી આંખથી સૌને;
ભલા પણ સ્ત્રી થકી નાચ્યા, ખૂટાડયો લોભ જીવનનો ૨૪

*  *  *  *

પ્રિય પાઠક ! સુણી શેઠાણીની હીમ્મત વધુ વાંચો—
ચતુર્થ ભાગમાં ચાલો – વસ્યું જ્યાં શહેર કલકત્તા:

## —જાહેર ચેતવણી—

આથી સર્વે બુકો છાપનારાઓ અને છપાવનારાઓને જાહેર સુચના આપવામાં આવે છે કે:-

આ બુક તેના લેખક શ્રીયુત—અંબાલાલ નૃસીંહલાલ શાહને યોગ્ય બદલો આપી રચાવવામાં આવી છે. માટે તેનો સર્વ હક્ક નડીઆદના બુકસેલર જદુલાલ નારણદાસ નો હોવાથી કોઇએ તેમની પરવાનગી સીવાય છાપવી અથવા છપાવવી નહિ. જે કોઇ કાયદાનો ભંગ કરશે તેના ઉપર યોગ્ય ઇલાજ લેવામાં આવશે; એમ નક્કી સમજવું.

ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીં. પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપી અને બુકસેલર જદુલાલ નારણદાસે નડીઆદમાં સ્વામીનારાયણના મંદીર આગળથી પ્રસીદ્ધ કરી.

સચીત્ર સંસારીક નોં

# અન્નપૂર્ણા યાને પવિત્ર પ્યાર

---

ચાર સુંદર ફોટોગ્રાફીક રંગ-બેરંગી ચીત્રો ઉપરાંત આર્ટ ફૅન્સી પુંઠા ઉપર સુંદર બે ફોટાથી સુશોભીત કરેલી નીતિ ધાર્મીક અને સામાજીક વિષયો દર્શાવતી સંપૂર્ણ નવલકથા જ ખરીદ કરો. સ્ત્રીનું સતિત્વ, પતિનો પ્રેમ, કામાંધનાં કૃત્યો, જાલમ સસરાનો જુલમ, વિગેરે રસમય વિષયો વાંચનારને આનંદ ગુલતાન બનાવે છે. અસલ કીંમત રૂ. ૧॥. શ્રાવણ સુદ પુનમ સુધીમાં ખરીદ કરનારને ફકત રૂ. ૧) લઈ આપવામાં આવશે તે ઉપરાંત (૧) વર્તમાનકાળનો ઈન્સપેકટર (૨) ચહાદેવીની ચઢાઈ (૩) જસમા ઓડણ એ ત્રણ પુસ્તકો મફત આપવામાં આવશે. પોસ્ટેજ જુદુ. જવાબ માટે રીપ્લાઇ કાર્ડ લખવું.

તુરત લખો—

**બુકસેલર જદુલાલ નારણદાસ,**

ઠે૦ સ્વામી નારાયણના મંદીર પાસે,

મુ. નડીઆદ

---

આ ટાઇટલ 'મહેશ' પ્રીન્ટીંગ પ્રેસ, (ગાયવાડી, ગીરગામ રોડ, મુંબઈ-૪.) માં ગુણવંતલાલ છોટાલાલ દેસાઇએ છાપ્યું છે.